# સ્વદેશી

અને

# સામાજીક સુધારો.

(સ્વદેશ હિતચિંતકોના અભિપ્રાયોનું દોહન.)

" આપણે આશા રાખવાનાં કારણો છે, પણ હુ- ર્ષથી ફૂલાઇ જવાને બિલકુલ નહિ; ભવિષ્યમાં વિજય મેળવવા માટે આપણે ઉત્સાહ પૂર્વક સતત પરિશ્રમ કરવાની ખાસ જરૂર છે; અને જો આપણે આપણા પોતાપ્રત્યે વફાદાર રહીશું તો જરૂર સફળતા મેળવી શકીશું." —શ્રીમંત મહારાજા શ્રી સયાજ


સંગ્રહી પ્રસિદ્ધ કરનાર

**જીવનલાલ અમરશી મહે**



" ગુજરાત " પ્રિન્ટિંગ પ્રેસ—અ


કિંમત એક આનો.

ડગલું ઉપાડો આગળ એક, હો પ્રવાસી વીરારે. ડગલું૦
રજની અંધારી વીતી, વ્હાણું આ વાયું ને
જાગ્યા જનારા જન અનેક, હો પ્રવાસી૦— ડગલું ૧
પંખી પ્રબોધે ભાઈ, કિલકિલાટ કરતાંરે;
તેડે રમવાને નભમાં નેક, હો પ્રવાસી૦— ડગલું૦ ૨
આપણે પ્રવાસ માંહે, આપણુ સંગાતી ભાઈ;
રાખે બેલડિયોની હરિ ટેક, હો પ્રવાસી૦— ડગલું૦
ઉંચેથી વરસે જોની, અમીકેરૂં ઝરણુંરે;
તેમાં ભીંજાઇએ એકેએક, હો પ્રવાસી૦— ડગલું૦ ૪
જળહળતી જ્યોતો જોશું, સંધ્યાના રંગો જોશું;
[illegible]માં સમતાનો છે વિવેક, હો પ્રવાસી૦— ડગલું૦ ૫
[illegible]પ્યાં તેનો, ગણી જો હિસાબ ભાઈ;
[illegible]તે હરેક, હો પ્રવાસી૦— ડગલું૦ ૬

(જગજીવન દયાળજી મોદી.)

# સ્વદેશી ખ્યાલ.



" અત્યંત સમૃદ્ધિવાન, સુશિક્ષિત અને કુશળ એવા પશ્ચિમ તરફના દેશો સાથે આપણે અજ્ઞાન અને ગરીબ પ્રજાએ હરીફાઇ કરવાની છે. આપણે આપણા પ્રાચીન રીતરિવાજોને વળગી રહ્યા છીએ; પણ હવે આપણે આધુનિક-હાલના જમાનાના નવીન-માર્ગનો સ્વીકાર કરવો જોઇએ. આધુનિક શોધોનો ઉપયોગ કરવો જોઇએ; અને પછી તે શોધ કરનારા દેશને હરાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પાશ્ચિમાત્ય દેશોએ પસંદ કરેલાં શસ્ત્રાસ્ત્રો વડે જ તેમની સાથે આપણે લડવાનું છે; અને એ શસ્ત્રાસ્ત્રો હજી આપણો પરિચયનાં પણ નથી, જ્યારે હરીફ દેશો તે વાપરવામાં સંપૂર્ણ કુશળ છે. બાલ્યાવસ્થા ભોગવતો આપણો મીલઉદ્યોગ અને લોઢાની ભઠ્ઠીઓનાં કારખાનાંઓ વડે ઇંગ્લાંડ, જર્મની અને અમેરિકા-કે જે દેશો આપણા દેશમાં પાકા માલની રેલ ચલાવે છે તેની સાથે આપણે ટક્કર ઝીલવાની છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

આપણા ઉદ્યોગ ધંધાઓ નષ્ટ થવાનો ભયંકર ભય આપણી સામે મૂર્તિમંત ઉભેલો જણાય છે. જો આપણે આપણી જૂની પદ્ધતિને વળગી રહીશું તો આપણા સર્વ ઉદ્યોગ ધંધાઓ નષ્ટ થયા જ

સમજવા. આધુનિક જીવનકલહમાં પ્રબળનો નિભાવ અને દુર્બળનો નાશ જ થશે. આ નિયમ અપરિહાર્ય છે. ખરી સ્વદેશી હિલચાલથી આપણને આજ વાત સમજાશે. વરાળયંત્રો, વિજળીક પ્રવાહ અને માલ લાવવા લઈ જવાનાં સોંઘાં, સહેલાં અને સુલભ સાધનોવડે પરદેશનાં બજારોમાં તૈયાર થએલો શોભીનો અને સસ્તો માલ આપણા બજારોમાં જથાબંધ ભરવામાં આવે છે. આ ભરતીને અટકાવવા માટે પ્રસંગ વિચારી સિદ્ધ થાઓ, અને તેનો અટકાવ કેવી રીતે કરવો તે વિષે યોગ્ય વિચાર અને કુશળતા પૂર્વક અનુકરણ કરીને તે શીખો; યુક્તિ પૂર્વક તેનાં રહસ્યો જાણી તે પ્રસિદ્ધ કરો, અને તેમની શક્તિઓને હસ્તગત કરી લઇ તેના સ્વેચ્છા મુજબ ઉપયોગ કરો—તેને તમારા ઘરમાં પાણી ભરતી કરો. (એ શક્તિઓને કબજે કરી ઘરની દાસી રૂપ બનાવો.) એક બાજૂએ કૌશલ્ય, ભંડોળ અને સુવ્યવસ્થિત સાહસ, અને બીજી બાજુએ અજ્ઞાનતા, આળસ અને ગરીબાઇ એ બેની હરીફાઇનું પરિણામ એકજ આવી શકે માટે એકત્ર થઇને એકમતે કામ કરતાં શીખો, વખતની કિંમત અને પૈશાનો સદ્ઉપયોગ સમજતા થાઓ એટલે વિશેષ સગતાના યુદ્ધમાં તમને યશ પ્રાપ્ત થશે, અને તમારા શ્રમનું સાર્થક્ય થશે.

આ પ્રમાણે થવાથી સ્વદેશી હિલચાલ એ ઉપયુકતતાનું એક પ્રબળ સાધન થઇ શકશે. જો તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે તો તે ઉપયોગી—સંગીન—હથિયારની ગરજ સારશે. **ખરેખરી સ્વદેશી હિલચાલ તેજ કહેવાય કે જેનાથી બની શકે તેટલા ઓછામાં ઓછા ખર્ચમાં બની શકે તેટલો વધારે માલ ઉત્પન્ન થઇ શકે.** દેશનાં હુન્નર ઉદ્યોગો અને કળાઓની

ઉન્નતિ કરવાનો જે હિલચાલનો ઉદ્દેશ છે તે—સ્વદેશી હિલચાલમાં અર્થશાસ્ત્ર વિષયક દોષ હોઇ શકે જ નહિ. દેશી માલ વાપરવાથી થોડું ખર્ચ વધારે થાય, અને કંઇક અડચણ પણ ભોગવવી પડે; પરંતુ તે ખર્ચ અને અડચણ ભોગવવાને તૈયાર થવું એજ ખરૂં સ્વદેશાભિમાન છે. પણ તેની સાથે એ ભૂલવું ન જોઇએ કે માલમાં સુધારો કરતા રહેવું, અને બને તે પ્રમાણમાં સોંઘો કરીને પરદેશી માલ સામે ટકી શકે તેવો બનાવવો, એ આ હિલચાલને ફત્તેહમંદ બનાવવા માટે ખાસ આવશ્યક છે. આ પ્રમાણે થશે તો ચુસ્તમાં ચુસ્ત અર્થશાસ્ત્રજ્ઞને પણ ‘ સ્વદેશી હિલચાલ ’ ના બખતરમાં કાંઇ ખાંમી કહાડવાનું મળી શકશે નહિ. ”

(શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે કલકત્તામાં બીજી ઔદ્યોગિક પરિષદમાં આપેલું વ્યાખ્યાન.)

* * * * *

“સ્વદેશી હિલચાલ તરફ મારી સંપૂર્ણ દિલસોજી છે, અને મારી તેની ખાત્રી આપવા માટે હું આજે અત્રે આવ્યો છું. સ્વદેશી હિલચાલનો ફેલાવો કરવામાં ફકત સ્વદેશાભિમાનની લાગણીનોજ ખ્યાલ રાખવો એટલું જ બસ નથી; પણ દેશના ઉદ્યોગ ધંધાઓને કેવી રીતે ખીલવવા તે મુખ્યત્વે ધ્યાનમાં રાખવાનું છે. આ પ્રસંગે સ્વદેશી હિલચાલના સંબંધમાં હું વિશેષ બોલવા માગતો નથી; પણ જે બાબતોએ મારૂં ધ્યાન ખેંચ્યું છે તે અગત્યની બે બાબતો વિષે સૂચન કરવા ધારૂં છું. આ બે બાબતોમાંની પહેલી એ કે સ્વદેશી નવા ઉદ્યોગો—પછી તે નાના હોય કે મોટા હોય—નું કામ એવા આસામીઓએ માથે

લેવું જોઇએ કે તે પોતે તે ઉપાડવા માટે પૂરતા શક્તિવાન અને અનુભવી હોય, તેમ જ તે ઉદ્યોગની ઝીણામાં ઝીણી ખુંચથી જાણીતા હોય આવી લાયકાત ધરાવનારાઓએ જ નવા ઉદ્યોગ ધંધાનું સાહસ કરવું જોઇએ. તેમણે માત્ર સ્વદેશી હિલચાલના મૂળ સિદ્ધાન્તો અને રાજનીતિથી વાકેફગાર થવું જોઇએ એટલું જ પૂરતું નથી, પણ બનતા સુધી તેને લગતી તમામ બાબતોનો અભ્યાસ કરવો જોઇએ; કે જેની ઉપરજ સ્વદેશી હિલચાલની ફત્તેહનો આધાર રહેશે. બીજી બાબત એ કે **સ્વદેશી બનાવટની ચીજો માલ વેચનાર વેપારીઓ તેમ જ ગ્રાહકોને પરવડે તેવા માફક ભાવે વેચવી જોઇએ.**"

**(નામદાર દાદાભાઇ નવરોજજીએ મુંબાઇમાં સ્વદેશી સ્ટોર્સ ખુલ્લો મૂકતાં કરેલું ભાષણ.)**

* * * * *

"સ્વદેશી હિલચાલ દિન પર દિન સર્વત્ર ફેલાતી જાય છે. એ હિલચાલથી હિંદુસ્તાનના હુન્નર ઉદ્યોગના ઇતિહાસમાં મહાન ફેરફાર થશે, અને વીશમા સૈકામાં તેમનો જે છુટકારો થશે તેની નોંધ ઇતિહાસમાં હમેશને માટે રહી જશે. જગાત ખાતાં અને નાણાં ખાતાંઓ ઉપર આપણા કાબુ શિવાય, આપણા પોતાના કાયદાઓમાં આપણો મત લેવામાં આવતો નથી, તેમજ દેશના રાજ્યવહિવટમાં આપણને ભાગ આપવામાં આવતો નથી, તેમ છતાં આપણા દેશની બનાવટના માલને પસંદગી આપી આપણા વિશાળ દેશના ઉદ્યોગોની ખીલવણી કરવાનો આગ્રહ

પણ ઠરાવ કર્યો છે. આ હિલચાલ શહેરે શેહેર અને ગામે ગામ પ્રસરી ગઇ છે, અને તે તરફ લોકો ધાર્મિક લાગણીથી જુએ છે. સ્વદેશસેવાના આ કાર્યમાં સ્ત્રીઓ પણ સામેલ થઇ છે; અને દરેક ખરો હિંદી-હિંદુ અથવા મુસલમાન, પારસી, જૈન અથવા ક્રિશ્ચિયન-સ્વદેશી હિલચાલને સહાનુભૂતિ આપે છે; અને પોતાના દેશની ઉન્નતિ માટે પોતાનાથી બનતા મદદ કરે છે. આપણુને હજી ફત્તેહ મળી નથી, પણ તે મેળવવા માટે આપણે સર્વે અન્તઃકરણ પૂર્વક એકત્ર થઇને કામ કરીશું તો જે કાર્ય ઉપાડયું છે તે ફત્તેહમંદીથી પાર પાડીને દુનિયાના હુન્નર ઉદ્યોગનાં સ્થળોમાં આપણું અસલ સ્થાન મેળવીશું એવી મારી ખાત્રી છે.

## ( નામદાર રમેશ ચન્દ્ર દત્ત બીજી ઓદ્યોગિક પરિષદમાં વાંચેલો અહેવાલ.)

*   *   *   *

"દેશાભિમાન અને અર્થશાસ્ત્ર એ બન્ને દૃષ્ટિએ સ્વદેશી હિલચાલ ઇષ્ટ છે, પોતાની જન્મભૂમિ વિષે પ્રેમ અને તેના હિત વિષેની લાગણી એ માનવી પ્રાણીના અન્તઃકરણમાંની ઉદાત્ત મનોવૃત્તિમાંની એક છે; અને રાયથી રંક સુધી, શહેરથી ગામડા સુધી એ મનોવૃત્તિનો ઉપદેશ એટલો ફેલાવવો જોઇએ કે જાપાન પ્રમાણે આપણા દેશમાં પણ માતૃભૂમિની સેવા એ મનુષ્ય માત્રનું જીવન બની રહે. સ્વદેશી હિલચાલની હાલ જે સાધારણ કલ્પના રૂઢ છે તે કલ્પના પણ એક રીતે ઉપર જણાવેલી લાગણી જનસમૂહમાં ઠસાવવાનું ઉપયોગી સાધન છે. કારણ તેથી દેશની સાંપત્તિક સ્થિતિ તરફ

સામાન્ય જનમંડળનું લક્ષ લાગે છે, અને દેશના હિતાર્થે હાથમાં હાથ મેળવીને–સૌ સંપીને–કામ કરવાનું મહત્ત્વનું શિક્ષણ તેમને મળે છે. તેમ જ આ હિલચાલમાં જેઓ મદદ કરતા હોય તેમને, આપણે સ્વદેશના કલ્યાણનું મહત્ત્વનું કાર્ય કરીએ છીએ, એવું યથાર્થ અભિમાન ઉત્પન્ન થવું જોઇએ. પ્રસ્તુત હિલચાલમાં તાત્વિક બાબતની સાથે જ સાંપત્તિક બાબત પણ તેટલી જ મહત્વની છે. આ વિષે સ્વર્ગવાસી ન્યાયમૂર્તિ રાનાડેએ પૂનામાં ઉદ્યોગ હુન્નરના પ્રદર્શન વખતે આજથી બાર વર્ષ ઉપર જે શબ્દો કહ્યા હતા તે ધ્યાનમાં રાખવા જેવા છે. તેમણે જણાવ્યું હતું કે, " એક દેશની થાપણ, સાહસ અને ચાલાકી બીજા દેશના વેપાર અને કારીગરી ઉપર જે ભારે સત્તા મેળવે છે તે સાથે સરખાવતાં એક દેશનું બીજા દેશ ઉપરનું રાજકીય સ્વામીત્વ ઓછું હોવા છતાં ઘણું વધારે ધ્યાન ખેંચે છે. પહેલા પ્રકારની સત્તા છુપી રીતે નુકસાનકારક અસર કરે છે, અને જૂદા જૂદા પ્રકારનાં કામો કરવાની જે શકિતઓ આખી પ્રજાની જીંદગી સમાન છે તેમના ઝરા નબળા બનાવી દે છે. " હાલની ઉત્પત્તિનો સવાલ પણ થાપણ, સાહસ અને ચાલાકી ઉપર આધાર રાખે છે, અને એ સઘળી બાબતથી હાલ તો આપણે ઘણા પછાત છીએ. માટે એમાંના કોઇ પણ પ્રકારમાં આપણને જે મદદ કરે તેને ખરો ' સ્વદેશી ' સમજી તેનું અભિનંદન કરવું જોઇએ. "

( ઓન. મિ. ગોખલેએ એકવીશમી કોંગ્રેસના પ્રમુખ તરીકે કરેલું ભાષણ. )

* * * *

" સ્વદેશી હિલચાલના સંબંધમાં ગયા વર્ષમાં બંગાળીઓએ

પોતે શું કર્યું એ પ્રશ્ન બાજૂએ મૂકીએ તો પણ એટલું તો સત્ય છે કે તેમણે તેને પ્રોત્સાહન આપ્યું છે. તેના જ પ્રતાપે આજ આખા દેશમાં ગરીબ અને શ્રીમંત, તરૂણ અને વૃદ્ધ એ સર્વ લોકોને 'સ્વદેશી' શબ્દની ઓળખાણ થઇ છે, અને તેઓ તેનું ખરૂં રહસ્ય સમજતા થયા છે. બંગવાસીઓ ! માતૃભૂમિના કલ્યાણને માટે તમે જે હિંમત બતાવી છે તેનું જ આ ફળ છે; અને તમારી આ માતૃસેવા માટે હું સર્વેની વતી તમારો અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું. ઉત્સાહ એ ઇશ્વરી બક્ષિસ છે, અને તે વિના દેશનું ઔદ્યોગિક પુનરૂજ્જિવન સુલભ થાય નહિ. દેશમાં આજ સુધી નિદ્રાવસ્થામાં પડેલી ' સ્વદેશી ' ની જ્યોતિને તમે પ્રગટાવી પ્રકાશિત કરી છે, તેથી દેશના લોકોનું લક્ષ ઔદ્યોગિક ઉન્નતિ તરફ વાળવાનું શ્રેય તમને જ ઘટે છે. સ્વદેશીની કલ્પના દેશીઓના મન ઉપર સારી રીતે ઠસી છે. હવે આગળ આપણે શું કરવું તે વિષે વિચાર કરવાનો છે. સર્વ બાબતો એકદમ બનતી નથી, અને ઉદ્યોગ ધંધાઓ એક દિવસમાં ઉભા થતા નથી. હુન્નર ઉદ્યોગમાં જે દેશો ઘણા આગળ વધેલા છે તેમના અનુભવનો લાભ લઇને, જે ઉપાયોવડે તે દેશો યશસ્વી થયા હોય તેનો ઉપયોગ સ્વદેશીના પ્રસારાર્થે આપણે કરવો જોઇએ. આગળ વધેલા દેશોને ત્યાંની સરકાર આયાત માલ ઉપર જકાત નાખીને જેમ મદદ કરે છે, તે પ્રમાણે આપણને મદદ મળવાની આશા નથી; તો પણ આપણી સરકાર આપણા દેશની ઔદ્યોગિક ઉન્નતિ માટે ઘણું જ કરી શકે તેમ છે, એવી મારી ખાત્રી છે. સર્વ બાબતો એકદમ પાર પડવી શકય નથી, તેમ છતાં ઉન્નતિ માટેના પ્રયાસો

સર્વ દિશા તરફથી કરવાનો આપણે કાર્યક્રમ ઠરાવી રાખવો જોઇએ. ઐાદ્યોગિક દૃષ્ટિએ અતિશય મહત્વનો ધંધો ખેતીનો છે. આપણા દેશમાં તે ઉપર સેંકડે ૬૫ ( અને લૉર્ડ કર્ઝન સાહેબની ગણત્રી પ્રમાણે ૮૦ ) માણસનો નિર્વાહ ચાલે છે. કારખાનાંઓ માટે જોઇતો કાચો માલ અને નિર્વાહનાં સાધનો એ બન્નેનો આધાર ખેતી ઉપર જ છે. જુની પદ્ધતિ પ્રમાણે જ ખેતીવાડીનું કામ ચાલશે ત્યાં સુધી હિંદુસ્તાનમાં ઐાદ્યોગિક સુધારણા—ઉન્નતિ-થવાની આશા રાખવી એ વ્યર્થ છે. 'સંરક્ષિત' વ્યાપાર પદ્ધતિના પુરસ્કર્તાઓ પણ પ્રતિપાદન કરે છે કે ખેતીવાડીમાં સારી સુધારણા થયા સિવાય સરકારની મદદ હોય તો પણ નવાં કારખાનાં નીકળી ફત્તેહમંદ થવાં શકય નથી. ઇંગ્લાંડમાં પણ મોટા જમીનદારોના સાહસવડે ખેતીવાડીમાં સુધારો થયો ત્યારે જ 'કારખાનાના યુગ' નો પ્રારંભ થયો હતો. આપણા દેશના મોટા જમીનદાર—અંગ્રેજ સરકાર—ને આ સંબંધનું પોતાનું કર્તવ્ય સમજાયું છે, અને કૃષિવિદ્યાનો પ્રસાર કરવાનો તે પ્રયત્ન કરે છે. સરકારને પોતાના કર્તવ્યની જાગૃતિ થઈ છે, તે સાથે જ બંગાળાના મોટા મોટા જમીનદારોએ આગળ પડીને પોતાનાં નાણાં અને વખત ખેતીવાડી સુધારવા પાછળ રોકવાં જોઇએ. ' સ્વદેશી ' ના ઉત્સાહ વડે પ્રેરિત થઈને બંગાળાના મોટા જમીનદારો, શાસ્ત્રીય પદ્ધતિથી ખેતીમાં સુધારો કરીને, ખેતીને વિશેષ ફાયદાકારક બનાવશે તો મારી ખાત્રી છે કે, આપણા લોકોએ પોતાના ભંડોળથી સ્થાપેલાં એવાં મોટાં મોટાં કારખાનાંઓ જલદી જ નીકળશે. ' સ્વદેશી હિલચાલ ' નો ખેતી સાથે સંબંધ છે એમ ઘણા થોડા જ લોકો સમજે છે; પરંતુ સ્વદેશીનો ખરો મોર્ચો તે તરફ જ

રહેવો જોઇએ; કારણ ખેતી એ કારખાનાંનું જીવન છે—કારખાનાંઓને ખોરાક પુરો પાડનાર મુખ્ય સાધન છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં મીલનો ઉદ્યોગ ધમધોકાર વધ્યે જાય છે તેનું કારણ ગુજરાતમાં કપાસની ઉપજ વ્યવસ્થિત થાય છે એ જ છે. ”

(ઓન. મિ. વિઠ્ઠલદાસ દામોદરદાસે બીજી ઔદ્યોગિક પરિષદના પ્રમુખ તરીકે કરેલું ભાષણ.)

*　　　*　　　*　　　*

“આ કોંગ્રેસ સ્વદેશી હિલચાલનું અન્તઃકરણ પૂર્વક સમર્થન કરે છે. સ્વદેશી હિલચાલને ફત્તેહમંદ કરવા માટે લોકોએ દીર્ઘ પ્રયત્ન કરવો જોઇએ, અને દેશના હુન્નર ઉદ્યોગોની અભિવૃદ્ધિ કરવા પ્રયત્નશીલ થવું જોઇએ, અને સહેજસાજ નુકશાન થાય તો તે વેઠીને પણ પરદેશી માલના કરતાં સ્વદેશી માલને પ્રથમ પસંદ કરવાની આ કોંગ્રેસ લોકોને આગ્રહ પૂર્વક ભલામણ કરે છે. ”

કલકત્તામાં મળેલી બાવીશમી ઇંડિયન નેશનલ કોંગ્રેસે ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો. આ ઠરાવ મંજુરી માટે કોંગ્રેસ સમક્ષ મૂકતાં મદ્રાસવાળા મિ. આનંદાચાર્લુ બોલ્યા કે, હિંદુસ્તાન એ વિસ્તીર્ણ દેશ છે. જયાં અનુકૂળ પરિસ્થિતિ હોય ત્યાં સર્વ સ્થળે નવીન હુન્નર ઉદ્યોગો કાઢવા જોઇએ. સ્વદેશી હિલચાલને ફત્તેહમંદ બનાવવા હિંદીઓ બંધાયેલા છે. સ્વદેશીના સવાલને રાજદ્વારી ગુંચવાડામાં ગુંચવી ન નાખવાની સંભાળ રાખવામાં આવી છે. સ્વદેશી સિધ્યર્થ મુખ્યત્વે કરીને શ્રીમંત લોકોએ વિશેષ સ્વાર્થત્યાગ કરવો જોઇએ.

પંડિત મદન મોહન માલવીયાએ આ દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે, સ્વદેશી હિલચાલને રાજકીય હિલચાલ સાથે કાંઈ જ સંબંધ નથી. સ્વદેશી હિલચાલ ઉત્પન્ન થવાનું કારણ હિંદુસ્તાનનું દ્રારિદ્ર જ છે; અને હિંદુસ્તાનની ગરીબાઇનું કારણ તેના ઉદ્યોગ ધંધાઓ ઠાર મરણ પામ્યા છે તે છે. મરણ પામેલા ઉદ્યોગ ધંધાઓનું પુનરૂજ્જિવન કરવા તેનું સંરક્ષણ કરવાની આવશ્યકતા છે; અને તે સંરક્ષણ કરવા આપણી સરકાર તૈયાર નથી માટે આપણને સ્વાવલંબનની આવશ્યક્તા છે. આ પ્રમાણે સ્વદેશી હિલચાલ એ એક પવિત્ર હિલચાલ છે. ઉપર જણાવેલા તત્વની અમલ બજાવણી કરવા માટે ખાંડનો ઉદ્યોગ એ ઉત્તમ સાધન છે.

*       *       *       *       *

"સ્વદેશી હિલચાલને લીધે કેટલાક એંગ્લો ઈંડિયન લોકો ગરમ થએલા જણાય છે. તેઓ ખરી સ્વદેશી હિલચાલ તરફ સહાનુભૂતિ દર્શાવે છે, અને ખોટી સ્વદેશી તરફ નાપસંદગી દર્શાવે છે. મને તો આવો ભેદ લાગતોજ નથી; પરંતુ ખરી અને ખોટી—માત્ર કહેવાની—સહાનુભૂતિનો ભેદ તો સમજાય છે. સ્વદેશી હિલચાલનો અર્થ પરદેશી માલનો બહિષ્કાર એવો થાય તો ઇંગ્લંડ પ્રત્યે નિમકહરામી કર્યાનો દોષ કદાચ લાગે; પરંતુ માન્ચેસ્ટર સાથે હરિફાઈ કરવી એ કાયદાની દૃષ્ટિએ ગુન્હો નથી. બંગભંગ તરફ ઇંગ્લાંડના લોકોનું લક્ષ ખેંચવાના પ્રયત્નોના લીધે આ હિલચાલને પ્રોત્સાહન મળ્યું એ વાત ખરી છે; પરંતુ દરેક સુજ્ઞ માણસ સમજે છે કે સ્વદેશીની ખરી મદાર સરકારના વેપારના છૂટાપણાના ધોરણવડે નષ્ટપ્રાય થએલા આપણા દેશના ઉદ્યોગોને સજીવન કરવા ઉપર છે.

માત્ર બહિષ્કારથી આપણને સુખ તથા સંપત્તિની પ્રાપ્તિ અને ભૂખે મરતા લાખો મનુષ્યોનો બચાવ નહિ થાય એ ચોકસ છે. અનેક વિપુલ સાધનોવડે સધન એવા આપણા દેશની સાંપત્તિક સ્થિતિ સુધારવા માટે એક વખતે પૂર્ણત્વ પામેલી પણ પ્રસ્તુત સમયમાં પાશ્ચિમાત્ય હરિફાઈને લીધે નામશેષ થએલી ઔદ્યોગિક કલાઓના પ્રસારાર્થે દેશમાંના ભંડોળનો વિનિયોગ કરીને દેશમાં નાના પ્રકારના ઉદ્યોગો ઉભા કરવાની પહેલી અગત્ય છે. જનસમાજનો ભૂખમરામાં-થી બચાવ કરવાનો આજ ખરો ઉપાય છે. સ્વદેશી હિલચાલ એ પાશ્ચિમાત્ય વેપારી દેશોના સમુહનું એક અંગ થવાનો નિશ્ચયપૂર્વક આરમ્ભ છે. આવી (પવિત્ર) હિલચાલને રાજદ્રોહી કહેવી એ અસ-ત્ય અને નિંદારૂપ છે. ઈંગ્લાંડમાં દોષ હોય તોપણ અમે તે ઉપર પ્રીતિ રાખીએ છીએ, પણ હિંદુસ્તાન ઉપર અમારો વિશેષ પ્રેમ છેઃ આ વિધાન જો રાજદ્રોહી કહેવાય તો હું ખાત્રી પૂર્વક કહું છું કે આપણે રાજદ્રોહી છીએ. પણ આ દેશની ઔદ્યોગિક ઉન્નતિ થ-વાથી, ઈંગ્લાંડ સાથેનો હિન્દુસ્તાનનો સંબંધ શિથિલ થશે એવું અન્તઃકરણ પૂર્વક માનનાર એક પણ અંગ્રેજ છે ? આ સાંપત્તિક શોષ બંધ થવાથી બન્ને દેશોનો સંબંધ વધારે નિકટનો થશે."

**( નામદાર રાસબિહારી ઘોષ સી. આઈ. ઇ. એમણે બાવી-સમી કોન્ગ્રેસની સ્વાગત કમિટિના પ્રમુખ તરીકે આપેલું ભાષણ. )**

* * * * *

"આપણે પરદેશી માલનો બહિષ્કાર કરી સ્વદેશી માલને ઉત્તેજન આપવામાં હાવી એતો દેશના હુન્નર ઉદ્યોગોની ઉન્નતિ થશે

એમ માનવામાં આવે છે; પરંતુ થોડાજ અનુભવ ઉપરથી આપણને માલુમ પડયું છે કે પરદેશી માલને બહિષ્કાર કરવાનું પગલું પહેલું અને અગત્યનું ગણાય, તેમ છતાં તેની આસપાસની સ્થિતિ વિષે વિચાર કરતાં તેમાં ફત્તેહમંદ થવા માટે, તે સામે નડતી એવી મુશ્કેલીઓ સાથે આપણે બાથ ભીડવાની છે કે જે સહેલાઇથી દૂર થવી મુસ્કેલ છે. સ્વદેશીના જુસ્સાથી ઉત્સાહી બનેલા કેટલાક સ-ખ્સોને પણ હવે ખુલ્લું માલુમ પડવા લાગ્યું છે કે સ્વદેશીને ઉત્તેજન આપવા માટે જેની ખાસ કરીને આવશ્યકતા છે તે નવી થાપણ રોકવાની છે. પરદેશી થાપણ અથવા પરદેશી થાપણવાળાઓને તથા પરદેશી આયાત કરવાના સંબંધમાં મતભેદ છે; પણ તેવો મતભેદ ન હોય તોપણ પરદેશી થાપણ રોકનારાઓને આ દેશમાં તેમની થાપણ રોકવા લલચાવવા એ કાંઇ સહેલું કામ નથી. આ સવાલની અંદર વેપારી લાયકાત અને આંટનાં તત્વો પણ સમાયેલાં છે. સ્પષ્ટ કહેવાની જરૂર છે કે થોડાક અપવાદો સિવાય તેવી લાયકાત તથા આંટ આપણામાં હસ્તી ભોગવતાં નથી. આપણા દેશમાં જ ઇલાકાનાં શહેરોની બહાર રોકડ રકમનો મોટો ભંડાર ભરેલો છે. ઘણી મોટી રકમો જમીનના પેટામાં દટાએલી રહી છે. રાજાઓ અને ઠાકોરોના દ્રવ્યની ગણત્રી ન કરીએ તોપણ ખાનગી આસામીઓની તેવી દટાએલી પુંજી પચાસ લાખ ઉપરાન્તની જણાય છે. તે તમામ બહાર કાઢી દેશના વેપાર ઉદ્યોગમાં રોકવામાં આવે તો દેશને મોટો લાભ થયા વગર રહે નહિ. આ દટાએલા દ્રવ્યને બહાર કઢાડવાની મુખ્ય મુસ્કેલી તે પુંજીવાળાઓની અજ્ઞાનતા, અવિશ્વાસ અને નાણાંની સલામતીને ધોકો પુગવાની લાગણીથી ઉભી

થઈ છે. આ મુશ્કેલી દૂર કરી શકાય તેવી છે, પણ તે કામ એકાદ બે દિવસનું નથી. લોકોમાં જેમ જેમ કેળવણીનો વિસ્તાર વધતો જશે તેમ તેમ તે મુશ્કેલી પોતાની મેળે જ દૂર થતી જશે."

**( દિ૦ બા૦ અંબાલાલ સાકરલાલ દેશાઇએ મુંબાઇમાં આપેલું ભાષણ. )**

*　　*　　*　　*　　*

"સ્વદેશી હિલચાલને રાજદ્વારી હિલચાલ સાથે બિલકુલ સંબંધ નથી; એ તો તદ્દન હુન્નર ઉદ્યોગનીજ હિલચાલ છે, અને બંગાળાના વિભાગો પાડવામાં આવ્યા તેની પહેલાં ઘણાં વર્ષો થયાં આ હિલચાલનો જન્મ થયો હતો; પણ માત્ર હાલ ચોકસ સંજોગો ઉભા થવાથી આ હિલચાલને બંગાળામાંથી નવો જુસ્સો મળ્યો છે. સ્વદેશી બાળકનો જન્મ ઘણાં વર્ષો થયાં થયો છે, અને હવે તે ઉછરી કામ કરવાની સ્થિતિમાં આવ્યું છે.××× સ્વદેશીનો અર્થ બહુ બહોળો છે, અને તેમાં સાંસારિક, વ્યવહારિક, રાજકીય અને બીજા બધા સવાલોનો સમાવેશ થઇ જાય છે. આ હિલચાલ એવી છે કે તે શ્રીમંત કે ગરીબ સર્વે ઉપર એક સરખી અસર કરે છે. દક્ષિણનો ખેડૂત હોય કે બંગાળાનો ગામડીઓ હોય તેને 'સ્વરાજ્ય' શું તે સમજવું મુશ્કેલ પડશે, ન્યાય અને કારોબારી ખાતાં છૂટાં પાડવાનો સવાલ તેની સમજશક્તિમાં ઉતરી શકશે નહિ; પણ જ્યારે તેને એમ કહેવામાં આવે કે દેશની દોલત દેશમાંજ રહેવી જોઈએ, અને તે માટે સ્વદેશી બનાવટનો માલ વાપરવો જોઈએ ત્યારે તે તુરત સમજશે; અને તેનો ચહેરો આનંદથી ચમકવા લાગશે.××× કોંગ્રેસને લીધે દેશનો કેળવાએલો વર્ગ એકત્ર થયો છે. અને સ્વદેશીની મદદ વડે આખો દેશ એકત્ર થશે; અને જ્યારે તેમ

થશે ત્યારેજ દેશની ઉન્નતિ થશે.

સ્વદેશી હિલચાલ સ્વદેશ તરફની લાગણીના ધોરણે રચાયેલી છે: પણ તેનો અર્થ એવો થતો નથી કે તે દ્વારા પરદેશી તરફ ધિક્કાર દર્શાવવો. સ્વદેશી હિલચાલનો હેતુ જાત જાતમાં અંતર પાડવાનો નથી, પણ કદાચ કોઇના સંબંધમાં તેમ બને તો તેમાં સ્વદેશી હિલચાલ કરનારાઓનો દોષ બિલકુલ નથી. તમે મારી બનાવેલી એક ચીજ ખરીદ ન કરો તેથી તેનો અર્થ એવો ન થાય કે તમો મને ધિક્કારો છો. તેમજ મેં રસોઇ તૈયાર કરી હોય અને તે તમો જમો નહિ તો તેનો અર્થ એવો ન થાય કે તમે મને ધિક્કારો છો. પણ તમે ઈનસાફને ચાહતા હો-સત્યને સ્વીકારતા હો-તો ગેરઇનસાફને-અસત્યને ધિક્કારો એ દેખીતું છે. તેજ પ્રમાણે તમે સ્વદેશીને ચાહતા હો તો પરદેશી વસ્તુઓ નાપસંદ કરો એ કુદરતી નિયમ છે."

(બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ મુંબાઈમાં આપેલુ ભાષણ.)

* * * *

"ઇંગ્લાંડમાં દરરોજ ચર્ચા ચર્ચા અને ચર્ચા સિવાય બીજું કાંઇ જોવામાં આવતું નથી. સવારમાં કોઈ પત્ર ઉઘાડતાં શરૂઆતથી છેવટ સુધી ચર્ચા-કોંગ્રેસો અને કોનફરન્સો, સભાઓ અને ભાષણો-થીજ ભરેલું જણાય છે. મુખ્ય પ્રધાનથી તે છેલ્લામાં છેલ્લા રાજદ્વારી અમલદાર સુધી સૌ, જેને જે જોઇએ તે માટે ચર્ચા કરવાનો ધંધો લઇ બેઠેલા છે. ચર્ચા ( હિલચાલ ) એ સુધરેલા જમાનાનું માનસિક બળનું શાન્ત હથિયાર છે; અને જ્યાં બની શકે ત્યાં શારીરિક પશુબળ કરતાં તે વિશેષ સ્વીકારવા યોગ્ય છે. × × × મેકોલે નામના અંગ્રેજ રાજદ્વારીના નીચેના થોડા શબ્દો શાન્ત કરનારા અને સંતોષ આપનારા છેઃ—" મારો અભિપ્રાય એવો છે કેજે લાભ કારક

સુધારા આપણે પ્રાપ્ત કરવાને શક્તિવાન થયા છીએ તે સર્વ સુધારા ચર્ચા (હિલચાલ) નેજ આભારી છે; ચર્ચા કર્યા સિવાય આપણે કદી તે કરી શકત નહિ. શું ગુલામોનો વેપાર ચર્ચા સિવાય કદી નાબુદ થયો હોત ? શું ગુલામગીરી હિલચાલ કર્યા વગર કદી પણ નાબુદ થઇ હોત ?" × × × સ્વદેશી હિલચાલ આજકાલ નવી ઉભી થઇ નથી, પણ મુંબાઇ તરફ તે હિલચાલનો જન્મ ઘણાં વર્ષો ઉપર થયો હતો. હું વેપારના છુટાપણાનો હિમાયતી છું, વીશ વર્ષ થયાં હું કોબ્ડન કલબનો સભાસદ છું, અને તે કલબની વ્યવસ્થાપક મંડળીમાં છું. તેમ છતાં હું જણાવું છું કે હિંદુસ્તાનના નાણાં સંબંધના સવાલોમાં આ કુદરતી રીતે કરવામાં આવતી ચરચુતને લીધે હિંદને સ્વદેશી હિલચાલ કરવાની ફરજ પડી છે. × × ×

સન્નારીઓ અને ગૃહસ્થો ! મારૂં કામ મેં પૂરૂં કર્યું છે. મારી જીંદગીના હવે જે થોડા દિવસ બાકી રહ્યા હોય તેમાં હું કેટલું કામ બજાવી શકીશ તે હું જાણતો નથી; તેથી હું મારા દેશ તથા દેશી બાંધવો માટે પ્રેમયુક્ત તથા ભક્તિભાવનો સંદેશો મૂકી જઇ શકું તો તે એજ કે, "**ઐકય વધારો, ખંતથી કામ કરો અને સ્વરાજય મેળવો, કે જેથી દરિદ્રતા, દુષ્કાળ અને મરકીને લીધે જે લાખો માણસો મરણ પામે છે, તથા પુરતો ખોરાક ન મળવાથી જે કરોડો માણસો ભુખમરાનું દુઃખ વેઠે છે. તેઓ બચવા પામે; અને દુનિયામાં સુધરેલી પ્રજાઓમાં હિંદુસ્તાન પ્રથમ જે સ્થાન ભોગવતું હતું તે ફરી ભોગવવા ભાગ્યશાળી થાય.**"

**( નામદાર દાદાભાઇ નવરોજજીએ બાવીશમી કોંગ્રેસના પ્રમુખ તરીકે કરેલુ ભાષણ. )**

# સામાજીક સુધારો.

પહેલાં જે લોકો એમ ધારતા હતા કે કેળવણીના ફેલાવાથી, જાહેર હિતનાં કામ સંબંધી સમજ લોકોમાં આવશે; પણ તેવું કહેવાનો વખત હવે ગયો છે. જ્ઞાન અને કેળવણી એ બન્ને દેશોન્નતિનાં ઉપયોગી સાધન છે તે ખરૂં; તોપણ તેનો સારો તેમ માઠો પણ ઉપયોગ થાય છે. તેટલા માટે ખરી ઉન્નતિ થવા સારૂ કેળવણી ઉપરાંત જાહેર ફરજોની ઉંડી અને વિશાળ સમજણ લોકોમાં આવવી જોઇએ. પ્રોફે. કેર્ડે થોડા વખત ઉપરજ કહેલું છે કે, એકલી કેળવણીથી જર્મનીમાં થયું હતું તેમ કદાચ પ્રજામાં ઐક્ય થવાને બદલે ભિન્નતા પણ વધે. તેથી ઐક્ય થવાને માટે કેળવણી જો કે આવશ્યક સાધન છે તોપણ તે માટે કેળવણી ઉપરાંત માણસોમાં પોતપોતાની ફરજો અને જોખમદારીઓનો ઉંચો વિચાર આવે તેવો પ્રયાસ થવો જોઇએ. પ્રોફે. કેર્ડે કહે છે કે ખરી ઉન્નતિ ક્યારે થાય કે જ્યારે માણસો પોતાના હકો તરફ દુર્લક્ષ્ય કરી પોતાની ફરજો સંબંધે વિચાર કરે, પોતાના લાભ તરફ નહિ જોતાં પોતાના કર્તવ્ય તરફ નજર રાખે, અને પોતાના ખાનગી હિતની ચિંતા નહિ કરતાં જાહેર પ્રજાના હિતને ચહાતા થાય ત્યારેજ. ત્યારે સામાજીક સુધારાનું કામ એવું છે કે તેમાં આપણને આ બધું શીખવાની તથા આપણામાં મોટાં મોટાં કામો હિંમતથી કરવાની જેટલી શકિત છે તે બતાવવાની તક મળે છે, ને આપણી શકિતઓ કેળવાય છે. હિંદુસ્તાનમાં ઉંચા ચારિત્ર્યવાળા

માણસો પાકવાનું સાધન આપણાં ઘર અને સ્ત્રીઓ છે. તેથી જે સિદ્ધાંત તેના મહાન સ્થાપકે લોકોના મન ઉપર ઠસાવવાનો પ્રયાસ કર્યો હતો તેજ સિદ્ધાંત હમેશાં નજર આગળ રાખીને આ કોન્ફરન્સ અડગપણે આગળ વધે, અને આપણે સઘળા આપણી સાંસારિક ફરજો ઉદાર મનથી, દેશોન્નતિ સંબંધી વિશાળ વિચારથી અને લાગણીવાળા અન્તઃકરણથી બજાવીએ તથા ઉચ્ચ કિંવા નીચ જ્ઞાતિમાં, સ્ત્રીઓ કિંવા પુરૂષોમાં ગમે ત્યાં પણ સાંસારિક નિર્દયતા, અન્યાય અગર ભ્રષ્ટાચારના ભોગ થયેલાં માણસો માલમ પડે તેને મદદ કરવાને તત્પરતા બતાવીએ તો તેવા વિરલા માણસો આપણા દેશમાં અવશ્ય પાકશે અને દેશોદય જરૂર થશે.

( નામદાર ન્યાયમૂર્તિ એન. જી. ચંદાવરકર. )

---

*　　*　　*　　*

**જ્ઞાતિબંધનની માઠી અસરો** સમાજમાં જ્યાં ત્યાં પ્રત્યક્ષ થાય છે. અર્થ વગરના નાના નાના સંખ્યાબંધ ધારાઓ અને કાંઇ જીવ વગરની ક્રિયાઓથી જ્ઞાતિબંધન માણસના સ્વતંત્ર વિકાસપર મોટો અંકુશ મૂકે છે. માણસના કુટુંબ સંબંધમાં, તેના લગ્નકાર્યમાં તેનાં છોકરાંની કેળવણીમાં અને ખાસ કરીને તેની જીંદગીના કાર્યોમાં, જ્યાં ત્યાં તેનાપર તેથી અંકુશ પડે છે. તેણે અમુક ધંધોજ કરવો જોઇએ, એવું બંધન તેનાપર લાગુ કરી, તેને પશ્ચિમ તરફની વિદ્યાનો અભ્યાસ કરતાં અટકાવી તથા તેને તેનાં પોતાનાં જ્ઞાન અને ઉપયોગિતાનો ખોટો અને વધારે પડતો ખ્યાલ આપી, તે દે-

ગની આર્થિક સ્થિતિને નુકશાન કરે છે. તેનામાં અવિશ્વાસ, દગલબાજી તથા અદેખાઇ વધારીને તથા બીજાની બુદ્ધિનો છુટથી ઉપયોગ કરતાં તેને અટકાવીને તેના ધંધાની ખીલવણીમાં જ્ઞાતિબંધન હરકત નાંખે છે. વળી માણસોના સાંસારિક સમાગમોની હદ સંકડાવીને, તે લોકોને અમુક અમુક જથાઓમાં એવી રીતે વહેંચી નાખે છે કે તેમની વચ્ચે કદી પણ સમાગમનો પ્રસંગ આવતો નથી. તેથી જે બુદ્ધિના વિકાસપર હરકોઈ પ્રજાની સમૃદ્ધિનો આધાર છે તેનો પુરો વિકાસ થતો નથી, અને પરિણામે માણસનું જીવન માલ વગરનું બને છે. આ તો એક વ્યક્તિનું કહ્યું; પણ તેથી બહોળા વિસ્તારપર જઈએ, તો સ્થાનિક અને મ્યુનિસિપલ કારોબારમાં, સ્થાનિક પ્રજાના સામાન્ય હિતને માટે જે લાગણી જોઇએ તે જ્ઞાતિબંધનને લીધે ઉત્પન્ન થતી નથી. તેથા કરીને લોકોમાં સઘળી સમગ્ર વસ્તીના હિતને નુકસાન કરીને પણ પોત પોતાની જ્ઞાતિનું હિત કરવાની એટલી વૃત્તિ રહે છે કે સામાન્ય પ્રજાના હિતને માટે જે એકત્ર પ્રયાસ થવો જોઇએ તે થતો નથી. જ્ઞાતિબંધનની સૌથી મોઠી અસર તો સમગ્ર પ્રજાના જીવન અને ઐક્ય ઉપર થાય છે. તેનાથી સ્થાનિક કજીયાકંકાસ ઘણા વધે છે, જ્ઞાતિઓ જ્ઞાતિઓ વચ્ચે પોત પોતાના લાભને સારૂ હાંસાતુસી થાય છે, અને તેથી સમગ્ર પ્રજાનું હિત કે જેમાં સઘળી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓનો હિસ્સો છે તેપર કોઇનું લક્ષ રહેતું નથી; અને આખો દેશ આથી છિન્નભિન્ન થઇ પશ્ચિમના સુધારાના સંબંધથી જે લાભ લેવો જોઈએ તે લઇ શકતો નથી. વળી ફક્ત જન્મનાજ કારણથી અમુક નાતોમાં અવતરેલા આપણા મનુષ્યબંધુઓને આપણે હલકા

ગણીએ છીએ, અને તેમને આપણા ભાઈઓ ગણી, આપણા સરખા ગણવા જેટલો આપણામાં મનુષ્યભાવ રહેતો નથી. યૂરોપિયન સંસારમાં જે ઉદાર લાગણીઓથી લોકો પરસ્પરના સુધારામાં મદદ કરે છે, તેવી લાગણીઓ જ્ઞાતિબંધનથી આપણામાં ખીલી શકતી નથી. તેથી કરીને આપણી જુદી જુદી જ્ઞાતિઓમાં રહેલા બુદ્ધિ તથા હૃદયબળ અફળ જાય છે. વળી તે ચાલુ સ્થિતિ કાયમ રાખવાની વૃત્તિવાળાઓને, મોટી ઓથરૂપ છે, અને સઘળા સુધારા વધારાનું અડગપણે શત્રુકાર્ય કરે છે. જ્ઞાતિબંધનનાજ હથીઆર વડે સમાજના ઉદય માટે પ્રયાસ કરનારા સુધારકોને લોકોએ સમાજભ્રષ્ટ કરેલા છે. તેની સખ્તાઇથી તો તે અજ્ઞાનના પરિણામરૂપ વહેમોના મોટા કિલ્લારૂપ થઈ પડયું છે. તેથી કુદરત વખતના બદલાવાથી જે જે ફેરફારો આપણા ઉપર નાંખે છે, અને તે કરવા માટે આપણને સરળતા કરી આપે છે તે સ્વીકારવાનો બિલકુલ અવકાશ રહેતો નથી.

*　　*　　*　　*

તોપણ તમે એમ ધારતા નહિ કે જ્ઞાતિનું બાહ્ય સ્વરૂપ થોડે કે ઘણે અંશે નાબુદ કર્યું, તેથી તમારી પીડાઓનો અંત આવશે કારણ કે આપણામાંના ઘણાક જ્ઞાતિબંધનને વખોડે છે, પણ પોતાના મનમાંથી તેવો ભેદભાવ દૂર કરી શકતા નથી. પોતે પ્રાચીન આર્ય પ્રજાના વંશજો છે એમ બતાવવાને ઘણા જણ વસ્તીપત્રકમાં પોતાની ક્ષત્રિય અગર બ્રાહ્મણ તરીકે નોંધ કરાવે છે, અને તેવી જ્ઞાતિમાં હોવાનો મનથી અહંકાર માને છે. આ ઉપરથી જણાશે કે વસ્તીગણત્રીના રીપોર્ટ જેવી નિર્દોષ બાબત પણ જ્ઞાતિબંધનને લીધે

લોકોના મનમાં ભિન્નતાનો વિચાર જાગૃત કરે છે. આ મનમાં રહેલા જ્ઞાતિ સંબંધી ભેદભાવનું પરિણામ છે, તેથી જો તમે મનથી પણ જ્ઞાતિભેદનો વિચાર દૂર કરશો નહિ તો જ્ઞાતિનું બાહ્ય સ્વરૂપ રદ કરવાથી કાંઇપણ લાભ નથી.

*　　*　　*　　*

## સ્ત્રીઓનો મોભો.

ઘણા કાળથી આપણા દેશમાં **બાળલગ્ન** થતાં આવ્યાં છે, પણ તે સઘળો વખત સંયોગ તો મોટી ઉંમરેજ થતો. પણ હવે તો લગ્નની સાથેજ સંયોગ થાય છે. તેથી બાળલગ્નનું પરિણામ સ્ત્રીઓમાં રોગની અને મરણની વૃદ્ધિમાં આવવાનું; સમસ્ત પ્રજાની શારીરિક સંપત્તિને હાનિ પહોંચવાની, અને બાળકોનાં મરણની સંખ્યા વધી જવાની. સ્ત્રીઓની કેળવણીના સંબંધમાં તેથી જે હરકત નડે છે તેની તો વાતજ કરવાની નથી.

**પડદાના સખ્ત રિવાજથી** સ્ત્રી પુરૂષોના સમાગમમાં હરકત આવે છે, તેથી સ્ત્રીઓની ઉત્સાહક પ્રકૃતિનો લાભ પુરૂષોને મળતો નથી, અને સામાજીકજીવન નિરસ થાય છે.

**સ્ત્રી કેળવણી વિના** પ્રજાનું અરધું બુદ્ધિ તથા હૃદયબળ અફળ જાય છે. છોકરાંને કેળવાએલી માતાઓનો લાભ મળતો નથી, અને સ્ત્રીઓની શક્તિઓ દબાઇ રહેવાથી પાછલા જમાનાઓને નુકસાન પહોંચે છે. વળી તેથી ઘરસંસારમાં બુદ્ધિ સંબંધી મોટી ભિન્નતા ઉત્પન્ન થાય છે; અને બીનકેળવાએલી સ્ત્રીઓના, ગમે

તેવા અર્થ વગરના અને હાનિકારક જૂના રીત રિવાજોને વળગી રહેવાના વલણથી આપણા સુધારા વધારા ઉપર ભારે અટકાવ પડે છે.

**અનેક સ્ત્રી પરણવાનો રિવાજ અને વિધવા પુનર્વિવાહનો પ્રતિરોધ** એ બન્ને સાથેજ આપણા સંસારમાં છે; તે સમાજની ગેરવ્યવસ્થા બતાવે છે. એક રિવાજ પુરૂષોના નૈતિક વર્તનમાં અઘટિત છુટ મૂકે છે, ત્યારે બીજાથી ન પાળી શકાય એવી ઉચ્ચ નૈતિક વર્તણુકની સ્ત્રીઓ પાસેથી આશા રખાય છે, ને આ અશક્ય ધોરણને અમલમાં મૂકતાં આપણે મનુષ્યભાવ, સ્નેહ તથા દયા એ સઘળું વીસરીએ છીએ. વિધવાઓ ઉપર અઘટિત સખ્તાઇ ગુજારીએ છીએ; તથા તેમના સૌંદર્ય અને સુખનો નાશ કરી તેમના સ્વતંત્ર વિકાસ ઉપર મોટો અંકુશ મૂકીએ છીએ. તોપણ જે અશક્ય છે તે શકય થતું નથી, અને કુદરતના નિયમોને બળાત્કારે અટકાવવા જતાં, તે આપણા પર પૂરતું વેર લે છે. કેમકે ગમે તેવી સખ્તાઇ છતાં, તથા વિધવાઓ ઉપર ગમે તેવો કાબુ રાખવા છતાં, તેઓમાં સાધારણ નૈતિક ધોરણ પણ જાળવી શકાતું નથી.

* * * *

## સંજોગો તથા કુદરતી શક્તિઓ સામે પ્રયત્ન નકામો છે એ વિચારની ખામી.

કેટલાંક માણસો શંકા લે છે કે આપણે આવા પ્રયત્નમાં કાંઇ ફતેહ મેળવીશું કે કેમ? કારણ કે આપણા દેશનાં હવા પાણી આપણા વિકાસને અનુકૂળ નથી. આ શંકા કેટલાક યૂરોપિયન લોકોએ

ફેલાવેલા વિચારોનું પરિણામ છે. તે વિચારો એવા છે કે 'કેટલીક પ્રજાઓ કુદરતથીજ નબળી છે, અને કેટલીક એવા પ્રતિકૂળ સંજોગોમાં મુકાઇ છે કે તે નબળીજ રહે.' આ સંજોગો તે મુખ્યત્વે કરીને હવા પાણીના છે. આ વિચારો ઉપર વિશ્વાસ રાખીને આપણામાંના કેટલાક માને છે કે ગમે તેવો પ્રયત્ન કરીશું તોપણ આપણે યૂરોપિયનોથી નબળાજ રહેવાના. પરંતુ તે વિચાર તદ્દન ભૂલ ભરેલો છે. શાસ્ત્રનો અર્થ ઉંધો સમજવાને લીધેજ તેની ઉત્પત્તિ થઇ છે. પહેલાં કર્મનો અર્થ ઉંધો સમજવાથી આપણામાં ઘણા હાનિકારક વિચારો પ્રચલિત થયા હતા. તે ગયું ત્યારે હવે આ નવો વિચાર આવ્યો છે. માટે તેને દાબી દેવાનો સબળ પ્રયાસ થવો જોઇએ.

આ વિચારો જો ખરાજ હોત તો હિંદી પ્રજા એક વખત સુધારાની ટોચ ઉપર હતી તેમ બનત નહિ. અમુક પ્રજાના વિકાસ ઉપર દેશકાળ અને હવાપાણીની અસર થતી હોય તો આપણે સદાકાળ નિર્બળ સ્થિતિમાં હોવા જોઇએ. પરંતુ આપણો ઇતિહાસ તેથી તદ્દન જૂદીજ સ્થિતિ વર્ણવે છે. તેનાં તેજ હવાપાણીમાં આપણા લોકો, પહેલાં ધર્મ, તત્વજ્ઞાન, શાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર અને સાહિત્યમાં તે વખતની કોઇપણ પ્રજા કરત્તાં ચઢીઆતા હતા. હુન્નર ઉદ્યોગ, ખેતીવાડી, યુદ્ધકળા અને રાજકારોભારમાં પણ તેમણે તેવીજ સરસાઇ મેળવી હતી. આપણા દેશમાં પહેલાં મોટા મોટા કવિઓ, તત્ત્વવેત્તાઓ, પંડિતો અને શાસ્ત્રવેત્તાઓ ઉત્પન્ન થયા છે. તેવીજ રીતે કોઇપણ દેશના ઇતિહાસને જેમ આપે એવા રાજકારોભારીઓ અને સેનાનાયકો પણ થયા છે. ચન્દ્રગુપ્ત, અશોક, વિક્રમાદિત્ય તથા

સેન અને ગુપ્ત રાજાઓના સમયથી માંડીને તે શિવાજીના વખત પછી મરાઠા રાજ્યના નાયકો અને રણજીતસિંહના સમય સુધી આપણા દેશમાં મહાન રાજકાર્ય કુશળ પુરૂષોની એક હાર ચાલી રહી છે.

યૂરોપિયન પ્રજાઓ હાલ આપણા કરતાં શ્રેષ્ઠ છે તે ખરૂં છે; પરંતુ તે હમેશાં તેવીજ રહેશે એવો કુદરતનો કાયદો નથી. ઇતિહાસ ઉપરથી જણાય છે કે યૂરોપિયન પ્રજાની ઉન્નતિ છેલ્લાં ત્રણસો વરસોમાં થઇ છે. મહાન ઈંગ્રેજ તત્વવેત્તા લાર્ડ બેકને કુદરતના નિયમો સંબંધે તપાસ કરવાની અસરકારક પદ્ધતિ ખોળી કાઢી ત્યારથી તેની ઉન્નતિનો આરંભ થયો છે. ત્યાર પછી શાસ્ત્રિય શોધો એક પછી એક થવા લાગ્યા, અને યૂરોપિયન પ્રજાઓ ધીમે ધીમે ચઢતી ગઈ. યાંત્રિકબળને લીધે યૂરોપિયન લોકો થોડી મહેનતે વધારે પેદા કરવા લાગ્યા, અને જેમ જ્ઞાન વધતું ગયું તેમ સામાજીક બંધારણમાં પણ વ્યવહારને અનુકૂળ થાય એવા ફેરફાર કરવા લાગ્યા તેથીજ હાલ તે લોકોનું દુનિયાના સઘળા દેશોમાં શ્રેષ્ઠપણું સ્થાપિત થયું છે. પરંતુ તેમની શ્રેષ્ઠતા હવાપાણી, કુદરતી શક્તિઓની અનુકૂળતા કે આપણી કુદરતી નબળાઇ ઉપર આધાર રાખે છે એમ નથી. તેનું ખરૂં કારણ તો તેમના સમાજના રાજકિય, સાંસારિક અને આર્થિક બંધારણની ઉત્તમ સ્થિતિ છે.

આપણે તેમનો દાખલો લઇ સુધારા કરીએ તો આપણે પણ તેવી સ્થિતિમાં આવીએ. આપણાં સાધનો ઘણાં ઉત્કૃષ્ટ છે. આપણામાં રજપુત, મુસલમાન, સીખ, ગુરખા તથા મરાઠા જેવી ઉત્તમ લડાયક જાતો છે. આપણા બ્રાહ્મણ અને કાયસ્થ લોકો રાજકારોબાર-

માં કુશળ છે. આપણા ભાટીઆ, વહોરા, મેમણ તથા પારસી લોકો જન્મથીજ વેપારી બુદ્ધિવાળા હોય છે. વળી ધિરજ, ઉદ્યોગ, માયાળુપણું તથા ઘરસંસારી સ્નેહમાં કોઇપણ યૂરોપિયન દેશના ખેડુતો કરતાં ચઢે એવા આપણા ખેડુતો છે. આટલાં આટલાં સાધનો છતાં આપણે આવી નિર્માલ્ય સ્થિતિ ભોગવીએ છીએ તેનું કારણ શું ?

આપણી પડતીનું કારણ સાધનનો અભાવ કે હવાપાણીની માઠી અસર નથી. પણ આપણા સમાજની ગેરવ્યવસ્થા છે. વળી જૂની પદ્ધતિને વળગી રહેવાના આપણા દુરાગ્રહે અને આપણા અજ્ઞાને પણ તેમાં ઘણો ભાગ લીધો છે. એક બીજા પ્રત્યે દિલસોજી રાખવાથી તથા પરસ્પર મદદ કરીને કામ લેવાથી કામ કેવું સારૂં થાય છે તે આપણે સમજતા નથી. આખા સમાજના હિતમાં દરેક વ્યક્તિનું હિત રહેલું છે તે વાત આપણે વ્યવહારમાં વીસરી જઇએ છીએ. આપણે કોઈપણ પ્રસંગે ન્યાયના ધોરણે ચાલવાને બદલે પક્ષપાતથી અને નાના મોટાના ભેદભાવ ગણીને કામ લઇએ છીએ. પણ હવે આપણે નવીન જ્ઞાન અને સંજોગોને અનુસરતો આપણા વિચારોમાં ફેરફાર કરવો જોઇએ. સુધારાનો હેતુ તેજ છે. તે સુધારો આપણે વ્યવહારમાં મુકીશું તો કુદરતની પ્રતિકૂળતાનો આપણને ભય નથી. કારણ કે કુદરતી પ્રતિકૂળતાઓ તો પ્રયત્નથી અને શાસ્ત્રિય જ્ઞાનની મદદવડે નિવારી શકાય એવી હોય છે.

તેથી એમ કદી પણ માનવું નહિ કે આપણું ભવિષ્ય, કુદરતી શક્તિઓને, નસીબને કે એવી કોઇ બાહ્ય સત્તાને આધીન છે. નસીબ, કિસ્મત કે અદૃષ્ટ એ વાસ્તવિક રીતે કાંઇ નથી. તે સત્તાઓ આપણે પોતેજ સરજેલી છે, અને નાહક તેમના ઉપર આપણા

પોતાનાં જાણી બુજીને કરેલાં કામોનો બોજો નાખીએ છીએ. માણસનું ભવિષ્ય બીજા કોઇને નહિ પણ તેને પોતાનેજ આધીન છે. જીંદગીમાં આપણને જે જે તકો મળે છે તેનો જેવો જેવો ઉપયોગ કરીએ તે પ્રમાણે આપણું ભવિષ્ય સારૂં કે માઠું નીવડે છે.

( શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ. )

## સંસાર સુધારા સંબંધે કરવાનાં કામ.

* * * *

સંસાર સુધારા સંબંધે કામ કરવાનું ક્ષેત્ર ઘણું બહોળું છે. (૧) કેવી સાંસારિક વ્યવસ્થા ઉત્તમ ગણાય તે સંબંધે લોકોમાં જ્ઞાન ઉત્પન્ન કરવાનું છે; (૨) તેઓ પોતાનું સામાજીક બંધારણ તપાસી તેની ખામીઓ સમજતા થાય તેવો પ્રયાસ કરવાનો છે; (૩) તે ખામીઓ કેવા ગંભીર પ્રકારની છે તે સંબંધે તેમને સમજણ આપવાની છે; (૪) તેઓ કોઇ પણ કામમાં બીજા ઉપર આધાર નહિ રાખતાં જાત ઉપર આધાર રાખતા થાય તેમ કરવાનું છે; (૫) હાલ લોકો નિષ્કાળજીને લીધે પોતાના અનર્થકારક રિવાજો તરફ બિલકુલ ધ્યાન આપતા નથી તે સ્થિતિ સુધારવાની છે; (૬) માણસો સમજતા નથી તે સ્થિતિ સુધારવાની છે; (૬) માણસો સમાજના હિત સંબંધે કાળજી રાખતા થાય તેમ કરવાનું છે; (૭) સમાજ પ્રત્યે દરેક માણસનું શું શું કર્તવ્ય છે તે સંબંધી સમજણ ફેલાવવાની છે; (૮) સ્ત્રીઓમાં સામાન્ય માહીતિ વધે અને કેળવણીનો બહોળો ફેલાવો થાય તેને માટે ખાસ ઉપાયો લેવાના છે; (૯) આખા સ-

માજની તથા દરેક વ્યકિતની નીતિમાં સુધારો થાય તેવો પ્રયાસ કરવાનો છે; (૧૦) જે રિવાજોથી માણસોનાં મન સંકુચિત થાય છે, તેમની નીતિ હલકી થાય છે, અને તેમના સુધારા વધારામાં હરકત આવે છે તેવા રિવાજો ઉપર સખ્ત પ્રહાર કરવાનો છે; ( ૧૧ ) અને જે માણસો ખરાબ રિવાજોને લીધે પીડાય છે તેમને મદદ કરવાની છે.

*　　*　　*　　*　　*

## સુધારક કેવા જોઇએ ?

અમુક માણસ સ્વદેશને માટે કેટલો આત્મભોગ કરી શકે છે તે ઉપરથી તેના ઉત્સાહ તથા દેશદાઝની કિંમત થાય છે. જે માણુસ સુધારાનો બોધ કરે છે પણુ તેને સારૂ કાંઇ પણુ ભોગ આપી શકતો નથી તે કાંઇ ઉપયોગનો નથી. સ્વદેશ પ્રત્યેની ફરજ સમજીને જાપાનના લોકો પોતાની ગમે તેવી કિંમતી ચીજ અને સૌથી વહાલામાં વહાલો પ્રાણુ ગુમાવે છે તે આપણે દરરોજ જોઇએ છીએ. આવી કર્તવ્યની સમજ અને સ્વદેશ પ્રત્યેની લાગણીથી જાપાનની પ્રજા હાલની સુધરેલી પ્રજાઓમાં ઉંચો દરજ્જો મેળવવાને શક્તિવાન થઇ છે. આત્મભોગ માટેની તત્પરતા ઉપરાંત સુધારા મંડળનાં માણુસોમાં ધિરજ અને ખંતથી ચાલુ અને સખ્ત મહેનત કરવાની ટેવ હોવી જોઇએ. લાખો માણુસોના વહેમો દૂર કરવા, તેમના ભ્રમ ભરેલા વિચારો કાઢી નાંખવા, તથા તેમની બેપરવાઈ કાઢી નાખી સુધારાની બાબતોમાં તેમને ઉત્સાહ લેતા કરવા, તેમની ચિદ્દવૃત્તિ જાગ્રત કરવી, અને તેમનું ચારિત્ર્ય દૃઢ કરવું એ કામ ઘણું મુશ્કેલ છે; અને

તેને માટે જ્યાં સુધી નિયમિતપણે, પદ્ધતિસર, એકત્ર અને મજબુત પ્રયાસ થાય નહિ ત્યાં સુધી તેમાંનું કાંઇ બની શકે એમ નથી. તેથી સામાજીક સુધારા મંડળનાં માણુસોએ જ્યાં સુધી પોતાની ધારણા પાર પડે નહિ ત્યાં સુધી એક સરખા ઉત્સાહથી કામ કરવું જોઇએ.

*　　*　　*　　*

## એકત્ર થઇને હિંમતથી કામ કરવાનો જુસ્સો.

ફતેહને માટે એક આવશ્યક ગુણ પરસ્પર મદદ કરીને કામ કરવાની સમજણ છે. જ્યાં સુધી સંખ્યાબંધ માણસો એકત્ર થઇને કામ ઉપાડે નહિ ત્યાં સુધી કોઇ મોટું કામ થવું અશક્ય છે. આવો એકત્ર થઇને કામ કરવાનો જુસ્સો આપણા લોકોમાં પુરતો ઉત્પન્ન થયો નથી. આપણા દેશમાં ઘણી જાહેર સંસ્થાઓ, સંયુક્ત પેઢીઓ તથા કારખાનાં આ કારણને લીધે ફતેહમંદ થતાં નથી. સામાન્ય કામને માટે જોડાયા પછી અંદર અંદરનાં ખાનગી વૈર, અદેખાઇ તથા વિરોધ છોડી દેવાં જોઇએ; સાથે કામ કરનારાઓના ભિન્ન પડતા વિચારો તરફ સહનશિલતા રાખવી જોઇએ; તથા પોતાનાજ વિચારને હઠથી વળગી નહિ રહેતાં જરૂર પુરતી છુટછાટ મુકી, સમાધાનથી, સઘળાઓએ ઠરાવેલા એકાદ માણસનો ચુકાદો માન્ય રાખવો જોઇએ; વગેરે બાબતો હજી આપણા લોકો સમજતા નથી. જો ઉપયોગી કામોમાં ખાનગી વિરોધ સંભારવામાં આવે, બીજાના ભિન્ન વિચારો સહન ન થઇ શકે, અને પોતાનું ધાર્યું કરવાની હઠ માણસો પકડે તો સંયુક્ત કામ લગભગ અશક્ય જેવું થાય. વળી બીજાના ભિન્ન વિચારો સહન કરવામાં અને ઉદારતાથી તેનું માન

રાખી, જતું કરવામાં કાંઈ અનીતિ થતી હોય એમ પણ નથી. જો કોઈ પણ મંડળ જુદાં જુદાં અંગોનું બનેલું હોય તો તે અંગો વચ્ચેનો સંબંધ સરળ હોય તોજ તે મંડળ સારૂં કામ કરી શકે, અને સમાજમાં આવી સરળતા તથા સમાધાન જાળવવા માટે દરેક માણસે પોતાનાં વાણી, સ્વભાવ તથા કાર્ય ઉપર થોડો ઘણો અંકુશ રાખવોજ જોઇએ. ફતેહ માટે બીજો આવશ્યક ગુણ હિંમત છે. + + + ધિરજ પણ સુધારાને માટે આવશ્યક ગુણ છે. સુધારાનું કામ ધીમું છે અને લાંબા વખતે ઘણી મહેનત પછી ફલિત થાય તેવું છે. તેથી માણસ જો ધિરજ ખોઇ દે તો તે લાંબા વખત સુધી ઉત્સાહથી કામ કરી શકશે નહિ. કોઇ પણ મોટું કામ એકદમ પાર પડતું નથી; તેથી દરેક કામમાં ધિરજ રાખવાની જરૂર છે. બીજી એક વાત સુધારકોએ લક્ષમાં રાખવાની છે તે એ કે જો તેઓ શુદ્ધ જીવન ગાળવા માટે, ખાનગી, ઘરસંસારી તથા સામાજીક નીતિનું ધોરણ ઉંચું ચઢાવવા માટે તથા ન્યાય, ઉદારતા, દિલસોજી અને સહનશિલતાથી વર્તન કરવા માટે લોકોને બોધ કરે છે તો તેમનું જીવન પણ શુદ્ધ, ડાઘ વિનાનું અને જે ખામીઓ પોતે વખોડે છે તે ખામીઓથી રહિત હોવું જોઇએ. પોતે અમુક ખામીઓને વખોડતા છતાં તેજ ખામીઓ પોતાના જીવનમાં રહેવા દે તેવાં માણસો અને તેમનાં મંડળો લોકોમાં વગોવાશે.

*　　*　　*　　*

( ઓનરેબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ. )

## સ્ત્રીઓનું કર્તવ્ય.

*      *      *      *      *

આપણી સાધન તથા ફુરસદવાળી કેળવાએલી સ્ત્રીઓ પોતાની દુઃખી બહેનોને કેવી રીતે મદદ કરી શકે તે સંબધે કંઇ કહેવાનો મારો વિચાર છે. આ સંબંધે જુના વખતમાં ઉચ્ચ કુટુંબની સ્ત્રીઓ કેવી રીતે પરોપકારનું કામ કરતી તે તમારે જાણવું જોઇએ. તેવા ઘણા દાખલા અત્રે હાજર રહેલી વયોવૃદ્ધ બાઇઓના જાણવામાં હશે. મને એક દાખલો યાદ છે તે હું તમારા આગળ રજુ કરૂં છું. હાલના ઇચલકરંજી સંસ્થાનના સરદારનાં પ્રપિતામહી ઘણાં પરોપકારી અને ધર્મિષ્ટ બાઇ હતાં. તે સાધ્વી તરીકે ઓળખાતાં હતાં. સવારમાં ઉઠીને તેઓ પંચગંગાજી નામના પવિત્ર ઘાટ ઉપર સ્નાન કરવા જતાં. સવારમાં રસ્તામાં તે ગરીબોનાં ઝુંપડાંમાં જઈ તેમની ખબર અંતર પૂછતાં, અને તેમને મદદ કરતાં. તેમને ત્યાં સુવાવડ હોય કે મંદવાડ હોય તો તેઓ જાતે સારવાર કરતાં; અને માંદાં માણસ ગમે તેવી નીચ જ્ઞાતિનાં હોય તેની દરકાર કરતાં નહિ. ત્યાર પછી તે મંદિરો અને ધર્મશાળાઓમાં ફરી વળતાં અને ભૂખ્યા તરસ્યા ગરીબ વટેમાર્ગુઓની ભોજન વગેરેની ગોઠવણ કર્યા પછીજ જાતે ભોજન લેતાં. બપોરે સ્ત્રી મંડળમાં પુરાણ વગેરે ધર્મ પુસ્તકો વાંચતાં અને શાસ્ત્રોના સિદ્ધાંતોનું રહસ્ય તેમને સમજાવતાં. આવી રીતે પરોપકારમાં તેમણે આખું જીવન ગાળ્યું હતું. આવા દાખલા કાંઈ ઉચ્ચ કુટુંબોમાંજ નહોતા; ગરીબ કુટુંબોમાં પણ આવું પારમાર્થિક જીવન ગાળનારાં ઘણાં હતાં. પણ દિલગીરીની

વાત છે કે છેલ્લાં ચાળીસ પચાસ વરસમાં આ પરોપકારવૃત્તિ આપણી સ્ત્રીઓમાં મંદ પડી ગઇ છે. હું તમને સઘળાંને આગ્રહ કરૂં છું કે તમે તેનો સમુળગો નાશ થવા દેશો નહિ. ગરીબ ગુરબાં તથા દુઃખીને પોતાનાં કરી માનનાર મહાન પુરૂષોજ હોય છે; પરંતુ સ્ત્રીઓનું તો તે સ્વાભાવિક લક્ષણ છે. બીજાને દુઃખે દુઃખી થનાર તથા બીજાને ખરા દિલથી મદદ કરનાર ઘણે ભાગે સ્ત્રીઓજ હોય છે. આ સંબંધે ભારતવાસી સ્ત્રીઓએ મેળવેલી સરસાઇ આપણે જાળવી રાખવી જોઇએ. હવે આપણી સ્ત્રીઓ કેવું ઉપયોગી કામ કરી શકે તે હું સૂચવીશ. દરેક ગામ, શહેર કે કસ્બામાં અનુભવી અને વયોવૃદ્ધ સ્ત્રીઓએ માસે બે માસે સ્થાનિક દવાખાનાની મુલાકાત લઈ, ત્યાં દરદીઓમાં સ્ત્રીઓ કે છોકરાં હોય તેમની ખબર લેવી જોઇએ, અને તેમને જે જે અગવડો હોય તે દૂર કરવી જોઇએ. વળી તેમણે પખવાડીઆમાં કે મહિનામાં એક વાર કન્યાશાળાઓની મુલાકાત લઇ, ત્યાંની શિક્ષણ પદ્ધતિ કેવી છે, કન્યાઓની રીતભાત તરફ પૂરતું લક્ષ અપાય છે કે કેમ, પાણી ચોખ્ખું છે કે નહિ, આસપાસની જગ્યા સ્વચ્છ છે કે નહિ, મકાનમાં શરદી તો નથી, કન્યાઓને રમવા માટે જોઇએ તેટલી છૂટ છે કે કેમ, વગેરે બાબતો સંબંધે તપાસ કરવી જોઇએ; અને જો કોઇ ખામી જણાય તો તે સુધારવા સારૂ વ્યવસ્થાપકોનું ધ્યાન ખેંચવું જોઇએ. જેથી જેમ કન્યાશાળાઓ વધતી જાય છે તેમ તેમ તેમાં અપાતા શિક્ષણ સંબંધી તપાસ રાખવાની આપણી ફરજ વધારે ને વધારે ગંભીર થતી જાય છે. આપણામાં ઘણી કન્યાઓને કુમળી વયે સાસરે રહેવાનું થાય છે; તેથી સાસરે પણ તેઓનો અભ્યાસ ચાલુ રહેવા

માટે આપણે તેમની સાસુઓને સમજાવ
વરસોમાં હિંદી સ્ત્રીઓની સ્થિતિ તથા દર
છે. જૂના વખતમાં ( મધ્યકાળની અંધા
ઓ, પંડિતો તથા રાજ્યાધિકારીઓ સિ
પુરૂષો બન્ને અજ્ઞાન હતાં-બન્ને સરખી
વખતે માનસિક કજોડાં થતાં નહિ; પણ
છોકરાઓ મોટી મોટી પરીક્ષાઓ પાસ
મેળવે છે, તેથી તેમના અને કન્યાઓ
આસમાન જમીનનો ફેર પડી જાય છે;
થવાનો ઘણો સંભવ ઉભો થયો છે મા
પરસ્પર સ્નિગ્ધ અને સંતુષ્ટ કરવા ઈચ
પુરૂષ બન્નેને સરખી કેળવણી આપવી
ઉપાય સૂચવું છું. તે એ છે કે કેળવાએ
જેમને સાધન અને વખત હોય તેમણે
માટે શિક્ષણના વર્ગો ઉઘાડવા જોઇએ.
પણ વધારે ઉપયોગી કામ તરફ તમા
બાળકો તથા સ્ત્રીઓની સંભાળ લેવા
મરકી અને દુકાળથી ઘણાં કુટુંબો નિ
કેટલીક સ્ત્રીઓ તો નાના બાળકોને લી
થી ભૂખમરાનો ભોગ થઇ પડે છે.
તેવું બીજું ઘર આગળ થઈ શકે
પવો જોઇએ. વળી તેમને કપડાં, અ
ણુ આશ્રય આપવો જોઈએ. વળી નિ

પુરૂષોના આશ્રય સારૂ  નિરાશ્રિતગૃહો ઉઘા-
તું નિરાશ્રિત વિધવાશ્રમ ગૃહ પ્રોફેસર કર્વેએ
મને તે ઘણું સારૂં કામ  કરે છે યૂરોપ-
ંદગી અર્પણ કરી અત્રે આવતી કેટલીક
પોતાનું આખું જીવન પોતાની દુઃખી બ-
કામમાં રોકે એવી રીતે પુનાના આશ્રમ-
ાનો પ્રોફેસર કર્વેનો ઇરાદો છે. આ સ્ત્રી-
રે  આપણે દરેક શહેરમાં  શીવણ તથા
ડવા જોઇએ; તથા આંધળાં, બહેરાં,
શાળાઓ સ્થાપવી જોઇએ. આ વર્ગો
ીખીને તૈયાર થએલી સ્ત્રીઓની વ્યવસ્થા-
ગુમાંના દરેકે  પોતાની શક્તિ અનુસાર
દદ કરવી  જોઇએ. પૈસા સિવાય પણ
ી મદદ કરી શકે છે તે  અત્રે હાજર
ા ઉપરથી સમજાય  છે. તેમણે છેલ્લા
તે મહા  સમર્થ પુરૂષોથી  પણ બની
એ સાર  લેવાનો છે કે આપણે જો
રોબર ઉપયોગ કરીએ તો ઘણું સારૂં
રાશ થવું નહિ પણ  આપણામાં જે
સાહથી મદદ કરવી.

( રમાબાઈ રાનાડે. )

---

## કલ્યાણ ક

(આશાની ચા

વીરબાળક:—

" સબૂર ! સબૂર ! એ દેવદૂત
માનવના કુલદેવ ! પછી તુજ દેવ
દેશની જોઇ દશા, કહે
" અકળ ઝાળ અંતરની ઉન્હી ઉ
જન્મભૂમિનાં પડ ફોડી ચોમેર ખ
એવી દૂડફૂડતી કહોની હ

મનુકુળ દેવ:—

" ગર્ભકલેષી ¹ સંતાન હિન્દનાં
પોતાનાંને વ્યર્થ પીડતાં, પાછું જ
દુભાતાં દીન જનો આવે
"એક ઉપરથી અનેક દુઃખડાં પ
સમજુ સરલ જન સહન કરે ને
આશાનીર ભરી છાંટે
" મીઠડલું મહીયર મેલીને પરને
સ્વાર્પણ ને સ્વાશ્રયનું જીવન જી
ઉમળકે ઉમંગથી સેવે સુ
" એવી ગુણીયલ ગૃહદેવીને પર

નીરે [illegible] માર : એ ઝુરે !
ડાં : સ[illegible]ને શાનાં સુખડાં ? ૬
દુધ ઉ[illegible]પક આવે ક્યાંથી ?
અવતરે હિન્દમાં ક્યાંથી ?
ક્યાંથી બને રાવરાયા ? ૭
ંરંતર કાર્ય–ધુરંધર બન[illegible],
ાં ઉર છલોછલ ભરશે;
શે, શાંતિમાં દુઃખડાં શમશે. ૮
ાથી પરહિતમાં પરવરશે,
ા સન્તાન હિન્દનાં સરશે;
રશે, વિરલા નરવીર તરવરશે. ૯
ાનાં દુઃખ પરસ્પર હરશે,
ભેળાં હળશે મળશે;
સ્વર્ગસમ સુન્દર હિન્દ થશે. ૧૦
ધવશે ને બ્રહ્માંડ નચવશે,
રંગરાગ રેલવશે;
લલિત લીલા ખીલશે.” ૧૧

(લલિત.)

---

૨ આ અને આ પછીની દુ-
ણી દશાનું વર્ણન છે. ૩ દરિયો.